# રચનાત્મક કાર્યક્રમ

## તેનું રહસ્ય અને સ્થાન

મોહનદાસ કરમચંદ ગાંધી



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

રચનાત્મક કાર્યક્રમ એ, બીજા શબ્દોમાં કહીએ તો, સત્ય અને અહિંસામય સાધનો વડે કરેલી પૂર્ણ સ્વરાજની રચના છે; અને એનું એ વર્ણન વધારે ઉચિત પણ છે.

હિંસક અને તેથી ખસૂસ અસત્યમય એવાં સાધનો વાટે થયેલી પૂર્ણ સ્વરાજની રચનાનું અતિ દુઃખદ દર્શન આપણને થઈ ચૂકેલું છે. અત્યારની લડાઈમાં પૈસા, માણસ અને સત્યની કેટલી ખુવારી રોજેરોજ ચાલી રહી છે તે જ જુઓને.

તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં, સત્ય અને અહિંસા વાટે પ્રાપ્ત કરેલા પૂર્ણ સ્વરાજનો અર્થ છે નાતજાત, રંગ કે ધર્મના ભેદ વિના પ્રજાના દરેક સમૂહનું — રંકમાં રંક સમૂહનું પણ — પૂર્ણ સ્વરાજ. આવું સ્વરાજ કદી સ્વાર્થ કે અતડાપણા પર રચાયેલું ન હોય. તેથી પરસ્પર સહકાર ને પરસ્પરાવલંબનનાં તત્ત્વોની સાથે તેનો પૂરેપૂરો મેળ હોય. પ્રત્યક્ષ આચરણ હમેશાં તાત્ત્વિક આદર્શથી કંઈક અધૂરું જ રહેવાનું, જેમ યુક્લિડે કરેલી વ્યાખ્યા મુજબની તાત્ત્વિક રેખા કરતાં માણસે દોરેલી રેખા કંઈક અપૂર્ણ રહેવાની. તેથી પૂર્ણ સ્વરાજ એ આપણે વ્યવહારમાં જેટલે અંશે તેની તાત્ત્વિક વ્યાખ્યાને પહોંચી શકીએ તેટલે અંશે જ પૂર્ણ બનશે. વાચક પોતાના મનમાં રચનાત્મક કાર્યક્રમની આખી યોજના આલેખી જુએ, તો મારી પેઠે તે પણ માનવા લાગશે કે જો એ કાર્યક્રમનો સફળપણે અમલ થઈ શકે તો તેને અંતે આપણે જોઈએ છે તેવું પૂર્ણ સ્વરાજ મળી રહે. મુખ્ય મુખ્ય પક્ષો વચ્ચે થયેલા કરારને — મારી ભાષામાં એનો અનુવાદ કરીને કહું તો, કોમી એકતા સ્થપાયા પછી થયેલા કરારને — માન આપવામાં આવશે એમ મિ. એમેરીએ નથી કહ્યું શું? તેઓ ખરા દિલની વાત કરે છે એ વિષે આપણે શંકા ઉઠાવવાની જરૂર નથી; કેમકે જો એવી એકતા પ્રામાણિકપણે, એટલે કે અહિંસા વાટે, સધાય તો તેની પોતાની અંદર જ એવું બળ રહેલું હશે કે તે સર્વસંમત માગણીનો સ્વીકાર કરવાની સરકારને ફરજ પાડ્યા વિના નહીં રહે.

એથી ઊલટું, હિંસા વાટે પ્રાપ્ત થનારા પૂર્ણ સ્વરાજની કાલ્પનિક, કે તાત્ત્વિક દૃષ્ટિએ સંપૂર્ણ એવી પણ, વ્યાખ્યા મળવી અશક્ય છે. કેમકે એવા

સ્વરાજમાં તો રાષ્ટ્રનો જે પક્ષ હિંસાનો સૌથી વધારે અસરકારક ઉપયોગ કરી શકે તે જ ચડી વાગવાનો. એવા સ્વરાજમાં આર્થિક કે અન્ય પ્રકારની સંપૂર્ણ સમાનતાની કલ્પના જ અસંભવિત છે.

પણ આ લેખમાં મારો ઉદ્દેશ તો અહિંસક પ્રયત્નમાં રચનાત્મક કાર્યક્રમનો અમલ કેટલો આવશ્યક છે તે જ વાચકને ગળે ઉતારવાનો છે. એને સારુ વાચકે પૂર્ણ સ્વરાજની પ્રાપ્તિ માટે હિંસાની નિરર્થકતા વિષેની મારી દલીલનો સ્વીકાર કરવો આવશ્યક નથી. હિંસા પર રચાયેલી યોજનામાં રંકમાં રંક વર્ગનું સ્વરાજ શકય છે એમ વાચકને માનવું હોય તો ભલે માને.

હવે આપણે રચનાત્મક કાર્યક્રમનાં તેર અંગ તપાસીએ.

## ૨

## ૧. કોમી એકતા

આ એકતા આવશ્યક છે એમ તો દરેક જણ માને છે. પણ દરેક જણને એ ખબર નથી હોતી કે એવી એકતાનો અર્થ નરી રાજકીય એકતા નથી; રાજકીય એકતા તો બળજબરીથી પણ ઠોકી બેસાડાય. કોમી એકતાનો અર્થ તો છે તોડી ન તૂટે એવી હાર્દિક એકતા. એવી એકતા સાધવાને પ્રથમ આવશ્યક વસ્તુ એ છે કે, દરેક મહાસભાવાદીએ — તેનો ધર્મ ગમે તે હોય તોપણ — પોતે જાતે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, જરથોસ્તી, યહૂદી વગેરે — ટૂંકામાં દરેક હિંદુ તેમ જ ઇતરધર્મી — સહુના પ્રતિનિધિ બનવું જોઈએ. હિંદુસ્તાનના કરોડો રહેવાસીઓમાંના એકેએકનાં સુખદુઃખનો પોતે ભાગીદાર છે એવી ભાવના તેના મનમાં સદૈવ જાગ્રત હોવી જોઈએ. એવી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે દરેક મહાસભાવાદીએ અન્ય ધર્મોના માણસો સાથે અંગત મિત્રાચારી કેળવવી જોઈએ. તેને જેટલો આદર પોતાના ધર્મને વિષે હોય તેટલો જ તેણે બીજા ધર્મોને વિષે રાખવો જોઈએ.

એવી સુખદ પરિસ્થિતિમાં સ્ટેશનો પર 'હિંદુ પાણી' ને 'ઇસ્લામી પાણી', 'હિંદુ ચા' ને 'ઇસ્લામી ચા'ના આપણને શરમાવનારા પોકારો નહીં થતા હોય. શાળા કોલેજોમાં હિંદુઓ ને અન્યધર્મીઓ માટે જુદી ઓરડીઓ કે પીવાના પાણીનાં જુદાં વાસણો નહીં હોય; કોમી નિશાળો, કોલેજો ને ઇસ્પિતાલો પણ નહીં હોય. એવી ક્રાંતિની શરૂઆત મહાસભાવાદીઓએ, પોતાના શુદ્ધ આચરણની પાછળ કશો રાજદ્વારી હેતુ રાખ્યા વિના, કરવી રહી છે. રાજદ્વારી એકતા એમાંથી આપોઆપ ઉત્પન્ન થશે.

એવી હાર્દિક એકતામાંથી ફલિત થતી વસ્તુઓ કદાચ ચોંકાવે એવી લાગશે, પણ તે અપરિહાર્ય છે. અન્ય ધર્મોના માણસોનો વિરોધ વહોરીને ધારાસભાની સત્તા લેવાની નેમ મહાસભાવાદીઓથી રાખી શકાય નહીં. તેથી જ્યાં લગી એ વિરોધો ને કલહો કાયમ છે ત્યાં લગી મહાસભાવાદીઓ ધારાસભાના ક્ષેત્રમાં પ્રવેશવાનો વિચાર નહીં કરે.

રાજકીય સત્તા ધારાસભાઓ દ્વારા જ મળે છે એમ માનવાની આપણને લાંબા વખતથી ટેવ પડેલી છે. મેં આ માન્યતાને જડતા કે મોહમાંથી નીપજેલી એક ગંભીર ભૂલ માની છે. ઇંગ્લંડના ઇતિહાસના છીછરા અભ્યાસથી આપણે એમ માનતાં શીખ્યા છીએ કે સર્વ સત્તા ધારાસભાઓ પાસેથી પ્રજાની પાસે ધીરે ધીરે ઊતરી આવે છે. સાચી વાત એ છે કે સત્તાધીશ તો પ્રજા પોતે જ હોય છે, અને તે જેને પ્રતિનિધિઓ તરીકે પસંદ કરે તેમના હાથમાં તે સત્તા અમુક મુદતને માટે સોંપવામાં આવે છે. પ્રજાથી સ્વતંત્ર એવી સત્તા તો શું હસ્તી પણ ધારાસભાઓને હોતી નથી. આ સાદું સત્ય લોકોને ગળે ઉતારવાનો પ્રયત્ન ગયાં એકત્રીસ વરસથી હું કરતો આવ્યો છું. સવિનય ભંગ એ શક્તિનો ભંડાર છે. એક આખી પ્રજા ધારાસભાના કાયદાઓને વશ થવાની ના પાડે છે, અને તેવા અનાદરનાં પરિણામ ભોગવવાની તૈયારી કરીને બેઠેલી છે, એવી કલ્પના કરો! એવી પ્રજા ધારાસભાના તેમ જ રાજકારભારના આખા તંત્રને થંભાવી દેશે. પ્રજાના નાના સમૂહો ગમે તેટલા પ્રબળ હોય તોપણ તેમને દબાવી દેવા માટે પોલીસ અને લશ્કર કામમાં આવે છે. પણ પારાવાર કષ્ટ સહન કરવા નીકળેલી પ્રજાના દૃઢ સંકલ્પને પોલીસ કે લશ્કરનાં ગમે તેવાં દબાણ કે જુલમ ચળાવી શકતાં નથી.

અને ધારાસભાની કાર્યવાહી ત્યારે જ લાભદાયક હોય છે જ્યારે તેના સર્વ સભ્યો બહુમતીની ઇચ્છાને અનુસરવા તૈયાર હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો, એકબીજાની જોડે હળીમળીને રહે એવા સમૂહોમાં જ એ પ્રથા ઠીક ઠીક કાર્યક્ષમ નીવડે છે.

અહીં હિંદુસ્તાનમાં આપણે અલગ કોમી મતાધિકાર તળે ધારાસભાનું તંત્ર ચલાવવાનો ડોળ કરી રહ્યા છીએ. એ અલગ મતાધિકારે જ એકબીજાની જોડે ભળે નહિ કે હળીમળીને રહે નહિ એવા વર્ગો કૃત્રિમપણે પેદા કર્યા છે.

આવા કૃત્રિમ પૃથક્ સમૂહોને એક સભામાં ભેગા કરવામાં આવે એમાંથી આપણે જીવતીજાગતી રાષ્ટ્રીય એકતા કદી પેદા કરી શકવાના નથી. સંભવ છે કે એવી ધારાસભાઓ પોતાનું કામ ચલાવી શકશે. પણ જે કોઈ રાજ્યકર્તા હોય તે ફેંકે એટલા સત્તાના ટુકડા માટે પડાપડી ને તે ટુકડાની વહેંચણી કરવાના સ્થાન સિવાય વધારે એનો ઉપયોગ થઈ શકે એમ નથી. એ રાજ્યકર્તાઓ પોલાદી રાજદંડ વડે હકૂમત ચલાવી રહ્યા છે, અને વિરોધી દળોને એકબીજાનાં ગળાં કાપવા ધસતાં રોકી રહ્યા છે. એવી નામોશીમાંથી પૂર્ણ સ્વરાજની ઉત્પત્તિ થવી હું અસંભવિત માનું છું.

## ૨. અસ્પૃશ્યતાનિવારણ

હિંદુધર્મ પરનો આ કાળો ડાઘ અને શાપ નાબૂદ કરવાની આવશ્યકતા વિષે લાંબું લખવાની આટલાં વરસ પછી જરૂર નથી. બેશક મહાસભાવાદીઓએ આ બાબતમાં ઘણું કર્યું છે. પણ મને કહેતાં ખેદ થાય છે કે, ઘણા મહાસભાવાદીઓએ આ કામને કેવળ રાજદ્વારી દૃષ્ટિએ જરૂરનું ગણ્યું છે, અને હિંદુઓ પૂરતું તે ખુદ હિંદુધર્મની હસ્તીને માટે અનિવાર્ય છે એમ માન્યું નથી. જો હિંદુ મહાસભાવાદીઓ આ કામ શુદ્ધ ભાવનાથી ઉપાડી લેશે, તો તેમણે કહેવાતા 'સનાતનીઓ' પર આજ સુધી પાડી છે એના કરતાં ઘણી જ વધારે અસર તેઓ પાડી શકશે. તેમણે એ 'સનાતનીઓ' પાસે લડાયક વૃત્તિથી નહિ, પણ પોતાની અહિંસાને છાજે એવી રીતે, મિત્રભાવે જવું જોઈએ. તે ઉપરાંત દરેક હિન્દુએ હરિજનોને અપનાવવા જોઈએ, તેમનાં સુખદુઃખમાં ભાગ લેવો જોઈએ, અને તેમના ભયાનક પૃથગ્વાસમાં તેમની સાથે મિત્રતા કેળવવી જોઈએ. એવો પૃથગ્વાસ જે રાક્ષસી ભીષણતામાં હિન્દુસ્તાનમાં દેખાય છે તેવો કદાચ જગતે કદી જોયો નહિ હોય. એ કામ કેટલું કઠણ છે તે હું અનુભવે જાણું છું. પણ એ સ્વરાજની ઇમારત ચણવાના ભગીરથ કામનો એક ભાગ છે. પણ સ્વરાજનો રસ્તો સીધા ચડાણવાળો ને સાંકડો છે. એમાં ઘણા લપસણા ચડાવો ને ઘણી ઊંડી ખાઈઓ આવેલાં છે. એ બધાં અડગ પગલે ચાલીને વટાવ્યા પછી જ આપણે શિખરે પહોંચીને સ્વતંત્રતાની તાજી હવા લઈ શકીશું.

## ૩. દારૂબંધી

કોમી એકતા અને અસ્પૃશ્યતાનિવારણની જેમ આ વસ્તુ પણ

મહાસભાના કાર્યક્રમમાં ૧૯૨૦થી દાખલ થયેલી છે, છતાં આ અતિ અગત્યના સામાજિક ને નૈતિક સુધારામાં મહાસભાવાદીઓ જેટલો રસ લઈ શકત તેટલો તેમણે લીધો નથી. જો આપણે અહિંસાત્મક પ્રયત્ન વડે આપણા ધ્યેયને પહોંચવા માગતા હોઈએ, તો જે લાખો સ્ત્રીપુરુષો દારૂ, અફીણ વગેરે કેફી પદાર્થોનાં વ્યસનથી પીડાઈ રહ્યાં છે તેમનું ભાવિ આપણે ભવિષ્યની સરકારની ઉપર છોડવું ઘટતું નથી.

આ બદી નાબૂદ કરવામાં ડૉક્ટરો બહુ જ મોટો ફાળો આપી શકે એમ છે. દારૂબાજો અને અફીણના બંધાણીઓને તેમનાં વ્યસનના પાશમાંથી છોડવવાના ઉપાયો તેમણે શોધી કાઢવા રહ્યા છે.

આ સુધારો આગળ ધપાવવામાં સ્ત્રીઓ અને વિદ્યાર્થીઓને માટે ખાસ તક રહેલી છે. હેતભરી સેવાનાં અનેક કાર્યો વડે તેઓ વ્યસનીઓ પર એવો કાબૂ મેળવી શકશે કે વ્યસન છોડવાની વિનંતી કાને ધર્યા વિના એમને ચાલે જ નહીં.

મહાસભા સમિતિઓ એવાં વિશ્રાંતિગૃહો ખોલી શકે છે જ્યાં આવીને થાકયાપાકયા મજૂરો વિશ્રાંતિ લઈ શકે, નીરોગી ને સોંઘો નાસ્તો મેળવી શકે, અને અનુકૂળ રમતો રમી શકે. આ બધું કામ રસપ્રદ અને ઉન્નતિકારક છે. અહિંસા વાટે સ્વરાજ મેળવવાની વાત એ સાવ નવી વાત છે. એમાં જૂના વિચારો છોડીને નવા ગ્રહણ કરવાના છે; અનેક મૂલ્યપરિવર્તનો થવાનાં છે. હિંસક માર્ગમાં આવા સુધારાઓને કશું સ્થાન હોતું નથી. એ માર્ગ પર આસ્થા રાખનારાઓ એમની અધીરાઈમાં, અને હું તો કહું કે અજ્ઞાનમાં, આવી વસ્તુઓને મુક્તિના દિવસ પર મુલતવી રાખે છે. તેઓ ભૂલી જાય છે કે ચિરસ્થાયી ને આરોગ્યપ્રદ મુક્તિ આપણી અંદરથી — એટલે કે આત્મશુદ્ધિમાંથી — જ ઉદ્ભવે છે.

## ૪. ખાદી

ખાદી એ વિવાદગ્રસ્ત વિષય છે. ઘણા લોકો માને છે કે, ખાદીની હિમાયત કરવામાં હું સામે પવને હોડી હંકારી રહ્યો છું ને મારે હાથે સ્વરાજનું નાવ ડૂબવાનું જ છે, તેમ જ હું દેશને પ્રાચીન અંધકારયુગ તરફ લઈ જઈ રહ્યો છું. રચનાત્મક કાર્યક્રમની આ ટૂંકી સમીક્ષામાં હું ખાદીના પક્ષની દલીલો આપવા માગતો નથી. મેં તે દલીલો અગાઉ અનેક વેળા

પૂરતા વિસ્તારથી આપેલી છે. અહીં તો મારે એટલું જ બતાવવું છે કે ખાદીનું કાર્ય આગળ ધપાવવામાં પ્રત્યેક મહાસભાવાદી, એટલું જ નહિ પણ પ્રત્યેક ભારતવાસી, શો ફાળો આપી શકે એમ છે. ખાદી એ દેશના સર્વ પ્રજાજનોની આર્થિક સ્વતંત્રતા ને સમાનતાના આરંભની સૂચક છે. કહેવત છે કે ઝાડની પરીક્ષા તેના ફળ પરથી થાય. દરેક સ્ત્રીપુરુષ અજમાયશ કરી જુએ તો હું જે કહું છું તે કેટલું સાચું છે તેની તેને પોતાને ખબર પડી રહેશે. ખાદીનો સ્વીકાર કરવાની સાથે તેના ગર્ભમાં રહેલી સર્વ વસ્તુઓનો પણ સ્વીકાર કરવો જોઈએ. ખાદીનો અર્થ છે સર્વવ્યાપી સ્વદેશી ભાવના, જીવનની સર્વ જરૂરિયાતો હિંદુસ્તાનમાંથી — અને તે પણ ગ્રામવાસીઓની મહેનત અને બુદ્ધિના ઉપયોગ દ્વારા — મેળવી લેવાનો નિશ્ચય. એનો અર્થ એ છે કે જે પ્રવાહ અત્યારે ચાલે છે તેને ઉલટાવવો રહ્યો. એટલે કે, આજે હિંદુસ્તાનનાં અને ગ્રેટ બ્રિટનનાં છ શહેર હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંને ચૂસી પાયમાલ કરીને જીવે છે તેને બદલે એ ગામડાં મોટે ભાગે સ્વાવલંબી ને સ્વયંપૂર્ણ બનશે, અને સ્વેચ્છાએ હિંદુસ્તાનનાં શહેરોને અને જેટલે અંશે ઉભય પક્ષને લાભકર્તા હશે તેટલે અંશે બહારની દુનિયાને પણ માલ પૂરો પાડીને તેમની સેવા કરશે.

આને સારુ ઘણાઓનાં માનસમાં ને અભિરુચિમાં ધરમૂળનો પલટો થવાની જરૂર છે. અહિંસાનો રસ્તો ઘણી બાબતમાં સહેલો છે ખરો, પણ બીજી ઘણી બાબતમાં અતિ કઠણ છે. તે એકેએક ભારતવાસીના જીવનને સ્પર્શી તેને સચેતન બનાવે છે, જે શક્તિ તેના અંતરમાં ગૂઢ પડી રહેલી છે તે શક્તિને જાગ્રત કરી તેનામાં નવું તેજ સ્ફુરાવે છે, અને હિંદી માનવતારૂપી સાગરના એકેએક જળકણ જોડે પોતે એકરૂપ છે એવો ગર્વ તેના મનમાં ઉપજાવે છે. અહિંસા એ આપણે આટલા જમાના થયાં ભૂલથી માનતા આવ્યા એવી ક્ષીણપ્રાણ વસ્તુ નથી; એ તો મનુષ્યજાતિએ આજ લગી જોયેલી ને જાણેલી શક્તિઓમાં સૌથી વધારે પ્રભાવશાળી છે, અને એના ઉપર જ મનુષ્યની હસ્તીનો સુધ્ધાં આધાર રહેલો છે. એ શક્તિની ભેટ મેં મહાસભાને અને તેની મારફતે જગતને આપવાનો પ્રયત્ન કર્યો છે. ખાદી એ મારે મન હિંદી માનવતાની એકતાનું, તેની આર્થિક સ્વતંત્રતા અને સમાનતાનું પ્રતીક છે, અને તેથી અંતે — જવાહરલાલ નેહરુની કાવ્યમય ભાષામાં કહીએ તો — 'હિંદની આઝાદીનો પોશાક' છે.

પણ ખાદી માનસનો અર્થ એ છે કે જીવનની જરૂરિયાતોનાં ઉત્પાદન અને વહેંચણીનું કામ થોડા હાથમાં ન રાખતાં ઘણાં નાનાં નાનાં ગામડાંમાં વહેંચી દેવું. તેથી અત્યાર સુધીમાં આપણે એ સૂત્ર પર પહોંચ્યા છીએ કે, દરેક ગામડું પોતાની સર્વ જરૂરિયાતો પેદા કરે ને વાપરે, અને, વધારામાં, અમુક ટકા માલ શહેરોની જરૂરિયાત પૂરી પાડવામાં પોતાનો ફાળો આપવા માટે પેદા કરે.

મોટા યંત્રોદ્યોગો થોડા હાથમાં કેંદ્રીભૂત રાખવા પડશે ખરા; તેના પર માલિકી રાષ્ટ્રની રહેશે. પણ ગામડાંની વિરાટ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં એ ઉદ્યોગો નાનામાં નાનું સ્થાન ભોગવશે.

ખાદીના ગર્ભમાં શું શું રહેલું છે તે બતાવ્યા પછી, ખાદીને આગળ ધપાવવાને માટે મહાસભાવાદીઓ શું કરી શકે ને તેમણે શું કરવું જોઈએ તે મારે સૂચવવું જોઈએ. ખાદીના ઉત્પાદનમાં કપાસ ઉગાડવો, વીણવો, લોઢવો, સાફ કરવો, રૂ પીંજવું, પૂણી બનાવવી, કાંતવું, સૂતરને કાંજી પાવી, રંગવું, તાણોવાણો તૈયાર કરવા, વણવું, અને કાપડ ધોવું, એ બધી ક્રિયાઓનો સમાવેશ થાય છે. રંગાટ સિવાયની આ ક્રિયાઓ એવી છે જે કર્યા વિના ચાલે નહિ. એમાંની એકેએક ગામડાંમાં સારી રીતે થઈ શકે એવી છે, અને આખા હિંદુસ્તાનમાં જે સંખ્યાબંધ ગામડાં ચરખા સંઘે હાથમાં લીધાં છે તેમાં એ ક્રિયાઓ એવી સરસ રીતે ચાલી પણ રહી છે. ચરખા સંઘના છેલ્લા (૧૯૪૦ના) વાર્ષિક નિવેદનમાં નીચેના રસપ્રદ આંકડા આપેલા છે:

૧૯૪૦ની સાલમાં ૧૩,૪૫૧ ઉપરાંત ગામડાંમાં વેરાયેલાં ૨,૭૫,૧૪૬ ગ્રામવાસીઓએ (જેમાં ૧૯,૬૪૫ હરિજન અને ૫૭,૩૭૮ મુસલમાન હતાં) કંતામણ, પીંજામણ, વણકરી વગેરેના કરીને કુલ રૂા. ૩૪,૮૫,૬૦૯ મેળવ્યા હતા. કાંતનારમાં મોટે ભાગે સ્ત્રીઓ હતી.

છતાં, જો મહાસભાવાદીઓએ ખરા જિગરથી ખાદીનો કાર્યક્રમ ઉપાડી લીધો હોત તો જેટલું કામ થઈ શકયું હોત તેના માત્ર સોમા ભાગ જેટલું આ કામ છે. આ મુખ્ય ગ્રામઉદ્યોગ અને તેના સહચારી હાથઉદ્યોગોનો નિર્દયપણે વિનાશ કરવામાં આવ્યો ત્યારથી ગામડાંમાંથી બુદ્ધિ અને નૂર ઊડી ગયાં છે, ગામડાં નિસ્તેજ, નિષ્પ્રાણ બની ગયાં છે, અને ગ્રામવાસીઓનાં

દુર્દશામાં રાખેલાં ઢોરના જેવી જ તે ઢોરના માલિકોની સ્થિતિ લગભગ થઈ ગઈ છે.

મહાસભાવાદીઓ જો ખાદી પરત્વે મહાસભાએ તેમને કરેલી હાકલનો નિષ્ઠાપૂર્વક જવાબ વાળવા માગે, તો તેમણે ખાદીના સંયોજનમાં આપવાના ફાળાને વિષે તેમને જે જે સૂચનાઓ ચરખા સંઘ તરફથી વખતોવખત મળતી રહે તેનો તેઓ અમલ કરશે. પણ હું અહીં કેટલાક સામાન્ય નિયમો જણાવી જાઉં છું.

૧. જેની પાસે જમીનનો ટુકડો હોય એવું એકેએક કુટુંબ ઓછામાં ઓછું કુટુંબના વાપર પૂરતો કપાસ ઉગાડી શકે છે. કપાસ ઉગાડવો એ સહેલી ક્રિયા છે. બિહારમાં અગાઉ ખેડૂતોને તેમની જમીનના $\frac{૩}{૨૦}$ ભાગમાં ગળીનું વાવેતર કરવાની ફરજ કાયદાએ પાડેલી હતી. એમાં ગળીના વાવેતર ને વેપાર કરનાર પરદેશીઓનો સ્વાર્થ સધાતો હતો. આપણે આપણી જમીનના અમુક ભાગમાં દેશના હિતને ખાતર સ્વેચ્છાએ કપાસ કેમ ન ઉગાડી શકીએ? વાચક જોશે કે ખાદીની ક્રિયાઓના આરંભથી જ ઉત્પાદનના કામને છૂટક છૂટક વહેંચી નાંખવામાં આવે છે. આજે કપાસ અમુક પ્રદેશોમાં જ જથાબંધ ઉગાડાય છે; તેને હિંદુસ્તાનના દૂર દૂરના ભાગોમાં મોકલવો પડે છે, અને લડાઈ પહેલાં મુખ્યત્વે બ્રિટન અને જપાનમાં મોકલાતો. તે વેપારી પાક (એટલે કે ખેડૂતે પોતાના વાપરને માટે કરેલો નહીં, પણ બજારમાં વેચીને રોકડ નાણું મેળવવા માટે જ કરેલો) હતો અને હજુ છે, અને તેથી બજારમાં ભાવની તેજીમંદી થાય તેની અસર એના ઉપર પડ્યા વિના રહેતી નથી. ખાદીની યોજનામાં કપાસનું વાવેતર આ અનિશ્ચિતતા ને જુગારમાંથી ઊગરી જાય છે. ખેડૂત પોતાને જેની જરૂર હોય તે ચીજ ઉગાડે છે. ખેડૂતે એટલું જાણવું ઘટે છે કે તેનું પહેલું કામ પોતાની જરૂરિયાતની ચીજોનું વાવેતર કરવાનું છે. એટલું જો તે કરશે તો બજારભાવની મંદીથી પોતે પાયમાલ થઈ જવાનો સંભવ તે ઘણો ઓછો કરી નાંખશે.

૨. દરેક કાંતનાર પુરુષ કે સ્ત્રી — પોતાનો કપાસ ન હોય તો — લોઢવા માટે પૂરતો થાય એટલો કપાસ ખરીદી લે. એ કપાસ તે હાથચરખા વિના પણ લોઢી શકશે. એક પાટિયું ને એક લોઢાનો સળિયો લઈ તે વડે તે પોતાના ભાગ જેટલો કપાસ તો લોઢી શકશે. જ્યાં આમ કરવું અશક્ય લાગતું હોય

ત્યાં હાથે લોઢેલું રૂ ખરીદીને પીંજવું જોઈએ. પોતાના ખપ પૂરતું રૂ નાની ધનુષપીંજણ વડે ઝાઝા પ્રયત્ન વિના સારી રીતે પીંજી શકાય. આ બધામાં જેટલા વધારે હાથ છૂટક છૂટક કામ કરી લે તેટલાં વધારે સાદાં ને સોંઘાં ઓજાર એ ક્રિયાઓને માટે જોઈએ. પૂણી બની રહી એટલે કાંતવાની ક્રિયા શરૂ થાય છે. એને માટે હું ધનુષતકલીની આગ્રહપૂર્વક ભલામણ કરું છું. હાલ કેટલોક વખત થયાં હું મુખ્યત્વે એનો ઉપયોગ કરું છું. એના પર મારી ઝડપ લગભગ રેંટિયાના જેટલી જ છે. ધનુષતકલી પર હું વધારે ઝીણો તાર કાઢું છું, અને રેંટિયાના કરતાં એના પર કાંતેલા મારા સૂતરની મજબૂતી ને સમાનતા વધારે હોય છે. પણ સંભવ છે કે સહુને વિષે એ વાત સાચી ન નીવડે. ધનુષતકલી વિષેના મારા આગ્રહનું કારણ એ છે કે તે સહેલાઈથી બનાવી શકાય છે, તે ઘણી સસ્તી છે, અને રેંટિયાના જેટલું સમારકામ એમાં કરવું પડતું નથી. માણસને એ માળ બનાવતાં, કે તે ઊતરી જાય ત્યારે બરાબર ચડાવી લેતાં, અથવા રેંટિયો બગડી જાય ત્યારે તેને સુધારતાં ન આવડતું હોય તો રેંટિયો ઘણી વાર બેકાર મૂકી રાખવો પડે છે. વળી જો કરોડો માણસો એકાએક કાંતવા માંડે — અને લડાઈને કારણે પણ તેમને તેમ કરવું પડે તો નવાઈ નથી — તો કાંતવાના સાધનને માટે જે માગણી પેદા થશે તેને પહોંચી શકે એવું એકમાત્ર ઓજાર તે ધનુષતકલી છે, કેમકે તે સૌથી વધારે સહેલાઈથી બનાવી ને ચલાવી શકાય એવું છે. સાદી તકલી કરતાં પણ તે વધારે સહેલાઈથી બનાવી શકાય છે. કાંતવા લગીની ક્રિયાઓમાં આખી પ્રજા એકીસાથે ભાગ લેતી હોય તેથી પ્રજાની એકતા કેટલી સધાય ને તેને કેટલું શિક્ષણ મળે એની કલ્પના કરો! ધનિક અને ગરીબ એક જ પ્રકારના શ્રમમાં ભાગ લે તેનાથી તેમની વચ્ચે જે સ્નેહની ગાંઠ બંધાય તે એ બે વર્ગો વચ્ચેની વિષમતા ઓછી કરી સમાનતા કેટલી વધારે તેનો વિચાર કરો!

આવી રીતે પેદા થયેલા સૂતરનો ઉપયોગ ત્રણ રીતે થઈ શકે: (૧) દરિદ્રનારાયણના વાપરને સારુ ચરખા સંઘને ભેટ અપાય; (૨) અંગત ઉપયોગને સારુ વણાવી લેવાય; અથવા (૩) તેના બદલામાં જેટલી ખાદી મળી શકે તેટલી મેળવાય. એટલું તો સાવ સ્પષ્ટ છે કે, સૂતર જેટલું વધારે ઝીણું ને સારું તેટલી તેની કિંમત વધારે ગણાશે. મહાસભાવાદીઓ જો મન પરોવીને આ કામ કરશે તો તેઓ ઓજારોમાં સુધારા કરશે તેમ જ અનેક શોધખોળ પણ કરશે. આપણા દેશમાં અંગમહેનત અને બુદ્ધિ વચ્ચે વિચ્છેદ પડી ગયો

છે. પરિણામે પ્રગતિ અટકી પડી છે. એ બેની વચ્ચે જે તોડી ન શકાય એવો અને અહીં સૂચવ્યો છે એવી રીતે શ્રમસંબંધ જોડાય તો પરિણામે પારાવાર લાભ થાય.

રાષ્ટ્રવ્યાપી યજ્ઞકાંતણની આ યોજનામાં સામાન્ય પુરુષ કે સ્ત્રી રોજ એક કલાકથી વધારે આ કામને આપે એવી અપેક્ષા હું રાખતો નથી.

## ૫. બીજા ગ્રામઉદ્યોગો

આ ઉદ્યોગોનું સ્વરૂપ ખાદીથી ભિન્ન પ્રકારનું છે. તેમાં ઐચ્છિક શ્રમને માટે ઝાઝો અવકાશ નથી. દરેક ઉદ્યોગમાં માણસોની અમુક સંખ્યાના જ શ્રમની જરૂર પડવાની. આ ઉદ્યોગો ખાદીના અનુચર જેવા છે. ખાદી વિના તેમની હસ્તી સંભવતી નથી; ને તેમના વિના ખાદીનું ગૌરવ હણાઈ જશે. ઘંટી, ખાંડણિયો, સાબુ, કાગળ, દીવાસળી, ચર્માલય, ઘાણી વગેરે આવશ્યક ગ્રામઉદ્યોગો વિના ગામડાંની અર્થવ્યવસ્થા સંપૂર્ણ થઈ શકે જ નહીં. મહાસભાવાદીઓ આ કામમાં રસ લઈ શકે છે; અને જો તેઓ ગ્રામવાસી હશે અથવા ગામડાંમાં જઈને વસવાટ કરશે તો આ ઉદ્યોગોને નવું જીવન ને નવું સ્વરૂપ આપશે. જ્યાં ને જ્યારે મળી શકે ત્યાં ને ત્યારે ગ્રામઠી બનાવટની જ ચીજો વાપરવાનું સહુએ પોતાનું કર્તવ્ય માનવું જોઈએ. જો ગામડાંમાં બનેલી ચીજોની માગ પેદા થાય તો આપણી ઘણીખરી જરૂરિયાતો આપણાં ગામડાંમાંથી પૂરી પડે એ વિષે કશી શંકા નથી. આપણે જ્યારે ગ્રામોન્મુખ થઈશું ને ગામડાંનું જીવન ને ત્યાંની ચીજો આપણને ગમતી થશે ત્યારે આપણે પશ્ચિમની નકલોથી કે યંત્રો વડે પેદા થયેલી ચીજોથી નહીં રાચીએ; પણ જેમાં દારિદ્રય, અથવા ભૂખમરો ને બેકારીનું નામનિશાન નહીં હોય એવા નવીન ભારતવર્ષની જે રચનાને માટે આપણે ઝંખી રહ્યા છીએ તેને છાજે એવી સાચી રાષ્ટ્રીય અભિરુચિ કેળવીશું.

## ૬. ગ્રામસફાઈ

બુદ્ધિ અને અંગમહેનત વચ્ચેના વિચ્છેદને પરિણામે ગામડાં પ્રત્યે ઘોર દુર્લક્ષ કરવામાં આવ્યું છે. અને તેથી, દેશમાં ઠેર ઠેર પથરાયેલાં રળિયામણાં ગામડાંને બદલે આપણને જ્યાં ત્યાં ઉકરડા જોવા મળે છે. ઘણાં ગામડાંની ભાગોળે પહોંચતાં આનંદ ઊપજતો નથી. ઘણી વાર આસપાસ એટલી ગંદકી

ને દુર્ગંધ હોય છે કે આંખ ને નાક બંધ કરી દેવાં પડે છે. જો મોટા ભાગના મહાસભાવાદીઓ ગ્રામવાસીઓ હોય (હોવા તો જોઈએ) તો આપણાં ગામડાંને સર્વ પ્રકારની સ્વચ્છતાના આદર્શ નમૂનારૂપ બનાવતાં તેમને આવડવું જોઈએ. પણ પોતાના નિત્ય જીવનમાં ગ્રામવાસીઓ સાથે અનુસંધાન સાધવું ને તેમનાં સુખદુ:ખના ભાગીદાર થવું, એને તેમણે પોતાનું કર્તવ્ય કદી માન્યું નથી. રાષ્ટ્રીય કે સામાજિક સફાઈની ચીવટનો ગુણ આપણામાં નથી. આપણે શરીર પર પાણી રેડીને સ્નાન ભલે કરતા હોઈએ, પણ જે કૂવા, તળાવ કે નદીને કાંઠે આપણે સ્નાન કરતા હોઈએ તે જળાશયનું પાણી ગંદું બનાવતાં આપણે અચકાતા નથી. આ ખામીને હું ઘોર દુર્ગુણ માનું છું; અને આપણાં ગામડાંની અને પવિત્ર નદીઓના પવિત્ર કાંઠાઓની શરમભરેલી સ્થિતિને માટે અને ગંદકીમાંથી નીપજતા રોગોને માટે આપણો આ દુર્ગુણ જ જવાબદાર છે.

## ૭. 'નઈ તાલીમ' અથવા પાયાની કેળવણી

આ નવો વિષય છે. પણ કાર્યવાહક સમિતિના સભ્યોને એમાં એટલો બધો રસ પડ્યો કે તેમણે મહાસભાની હરિપુરાની બેઠક વખતે હિંદુસ્તાની તાલીમી સંઘને માન્ય રાખી તેને પ્રમાણપત્ર આપ્યું. આ વિશાળ કાર્યક્ષેત્ર છે, ને તેમાં ઘણા મહાસભાવાદીઓ કામ કરી શકે એમ છે. આ કેળવણીનું ધ્યેય ગામડાંનાં બાળકોને ઘડી ઘડીને નમૂનેદાર ગ્રામવાસી બનાવવાનું છે. એની યોજના મુખ્યત્વે એ બાળકો માટે થયેલી છે. એને માટેની પ્રેરણા ગામડાંમાંથી મળી છે. જે મહાસભાવાદીઓ સ્વરાજની ઇમારતનું ચણતર છેક પાયાથી માંડીને કરવા માગતા હોય તેમને બાળકો પ્રત્યે દુર્લક્ષ કરવું ન જ પોસાય. પરદેશી અમલે અજાણતાં, છતાં અચૂકપણે, કેળવણીના ક્ષેત્રમાં બાળકોથી શરૂઆત કરી છે. અત્યારની પ્રાથમિક કેળવણી એક ફારસ છે; ભારતનાં ગામડાંની તેમ જ શહેરોની પણ જરૂરિયાતોનો ખ્યાલ કર્યા વિના એની યોજના રચવામાં આવેલી છે. 'નઈ તાલીમ' શહેરોનાં તેમ જ ગામડાંનાં બાળકોનું ભારતવર્ષમાં જે કંઈ ઉત્તમ અને ચિરસ્થાયી વસ્તુઓ છે તેની સાથે અનુસંધાન કરાવી આપે છે. તે શરીર તેમ જ મન ઉભયનો વિકાસ સાધે છે, અને બાળકને દેશની ભૂમિ સાથે જડેલું રાખે છે, તેના મનમાં ભાવિનું ભવ્ય ચિત્ર ખડું કરે છે, અને એ ભાવિની સ્થાપનામાં તે બાળક કે બાળા પોતાના અભ્યાસકાળના આરંભથી જ પોતાનો ફાળો આપવા માંડે

છે. મહાસભાવાદીઓને આ કામમાં રસના ઘૂંટડા આવશે, અને તેથી જેટલો લાભ તેમના સમાગમમાં આવનાર બાળકોને થશે, તેટલો જ તેમને પોતાને પણ થશે. જેમની ઇચ્છા હોય તેઓ સંઘના મંત્રીને સેવાગ્રામને સરનામે લખીને આ વિષે વધારે માહિતી મેળવે.

## ૮. પ્રૌઢશિક્ષણ

આને વિષે મહાસભાવાદીઓએ ઘોર દુર્લક્ષ કરેલું છે. જ્યાં છેક દુર્લક્ષ નથી કર્યું ત્યાં નિરક્ષરોને વાંચતાં લખતાં શીખવીને સંતોષ માન્યો છે. મારા હાથમાં જો પ્રૌઢશિક્ષણનું કામ હોય તો હું પ્રૌઢ વિદ્યાર્થીઓનાં મનની આગળ આપણા દેશની મહત્તા ને વિશાળતાનો ચિતાર ખડો કરવાથી શરૂઆત કરું. ગ્રામવાસીનું ભારતવર્ષ તેના ગામડામાં સમાયેલું હોય છે. તે પરગામ જાય ત્યારે પોતાના ગામને 'ઘર' કહીને વાત કરે છે. ભારતવર્ષ એ એને મન એક ભૌગોલિક નામ છે. ગામડાંમાં કેટલું ઘોર અજ્ઞાન પ્રવર્તે છે તેનો આપણને કશો જ ખ્યાલ નથી. ગ્રામવાસીઓને પરદેશી અમલ ને તેનાં અનિષ્ટો વિષે કશી ખબર નથી હોતી. તેમણે જે નજીવું જ્ઞાન જ્યાંત્યાંથી અનાયાસે મેળવેલું હોય છે તેનાથી તેમના મનમાં પરદેશીઓ વિષે ભય અને પોતાની લાચારીનું ભાન જ પેદા થાય છે. પરિણામે તેઓ પરદેશીઓ અને તેમના અમલ વિષે ભય ને દ્વેષની લાગણી સેવતા થાય છે. એને કેવી રીતે નાબૂદ કરી શકાય તેની તેમને ગમ નથી હોતી. તેમને એ ખબર નથી હોતી કે તેમની પોતાની નબળાઈ અને પરદેશી અમલ ફગાવી દેવાની જે શક્તિ તેમના પોતાનામાં રહેલી છે તે વિષેનું અજ્ઞાન એ જ પરદેશીઓની આ દેશમાંની હાજરીનું કારણ છે.

એટલે મારી કલ્પનાના પ્રૌઢશિક્ષણનો અર્થ સૌથી પહેલો તો એ છે કે મૌખિક શિક્ષણ વાટે પ્રૌઢ માણસોને રાજકારણ વિષે સાચું જ્ઞાન આપવું. આની રૂપરેખા અગાઉથી દોરેલી હોય એટલે એ નિર્ભયપણે આપી શકાય. હું માનું છું કે આ પ્રકારની કેળવણીમાં સરકારી અધિકારીઓએ દખલ કરવાનો કાળ ક્યારનો વહી ગયો છે. છતાં જો દખલ કરવામાં આવે તો આ પ્રાથમિક હક માટે લડત ચલાવવી રહી; કેમકે એના વિના સ્વરાજ સંભવતું નથી. બેશક મેં લખ્યું છે તે બધામાં એટલું તો માની લીધેલું છે જ કે જે કંઈ કામ થશે તે છડેચોક, ખુલ્લંખુલ્લા થશે. અહિંસાને બીકનો ને તેથી

સુપ્રતાનો ભારે અણગમો છે. મૌખિક શિક્ષણની સાથે સાથે અક્ષરજ્ઞાન પણ અપાશે. આ કેળવણીનો સમય ટૂંકો કરવાને ઘણી પદ્ધતિઓ અજમાવાઈ રહી છે. અહીં આલેખેલી કલ્પનાને મૂર્ત રૂપ આપવાને અને કાર્યકર્તાઓને માર્ગદર્શન કરાવવાને, હંગામી કે કાયમી નિષ્ણાતોનું એક મંડળ કાર્યવાહક સમિતિ નીમે એ સારું છે. હું કબૂલ કરું છું કે મેં આ કંડિકામાં જે કહ્યું છે તેમાં માત્ર રસ્તો બતાવ્યો છે, પણ એ રસ્તે કેમ જવાય એની સામાન્ય મહાસભાવાદીને માહિતી નથી આપી. તેમ જ જેમાં અમુક પ્રકારના વિશિષ્ટ જ્ઞાનની ખાસ જરૂર છે એવા આ કામને માટે દરેક મહાસભાવાદીમાં પાત્રતા પણ ન હોઈ શકે. પણ જે મહાસભાવાદીઓ શિક્ષક હોય તેમને અહીં કરેલી સૂચનાઓ અનુસાર શિક્ષણક્રમ ઘડતાં મુશ્કેલી પડે એમ નથી.

## ૯. સ્ત્રીઓની ઉન્નતિ

સ્ત્રીઓની ઉન્નતિનો મેં રચનાત્મક કાર્યક્રમમાં સમાવેશ કર્યો છે; કેમકે જોકે સત્યાગ્રહે હિંદુસ્તાનની સ્ત્રીઓને આપોઆપ, આટલા અતિશય ટૂંકા સમયમાં બીજા કશાથી ન બની શકત એટલે અંશે, અંધારામાંથી બહાર આણી છે, છતાં મહાસભાવાદીઓના મનમાં હજુ એમ સ્પષ્ટ સૂઝ્યું નથી કે સ્વરાજ માટેની લડતમાં સ્ત્રીઓ સરખી ભાગીદાર બનેલી છે. તેઓ એમ સમજ્યા નથી કે સેવાકાર્યમાં સ્ત્રી એ પુરુષની ખરેખરી સહચરી હોવી જોઈએ. જે રૂઢિઓ ને કાયદા પુરુષે ઘડેલા હતા ને જે ઘડવામાં સ્ત્રીનો હાથ બિલકુલ ન હતો તે રૂઢિઓ ને કાયદા તળે સ્ત્રીને કચડવામાં આવી છે. અહિંસા પર રચાયેલી જીવનની યોજનામાં જેટલો અધિકાર પુરુષને પોતાનું ભાવિ ઘડવાનો છે તેટલો જ અધિકાર સ્ત્રીને તેનું પોતાનું ભાવિ ઘડવાનો રહેલો છે. પણ અહિંસક સમાજમાં અગાઉ કર્તવ્યનું પાલન કર્યું હોય તો જ હક પ્રાપ્ત થાય એવો ધારો છે; એટલે એમાંથી એ ફલિત થાય છે કે, સામાજિક આચારના નિયમો એકબીજાની જોડે હળીમળીને સલાહમસલત કર્યા પછી જ ઘડાવા જોઈએ. એ કદી બહારથી ઠોકી બેસાડાય નહિ. પુરુષો સ્ત્રીઓ પ્રત્યેના પોતાના વર્તનમાં આ સત્ય સમજ્યા નથી. પોતે સ્ત્રીઓના મિત્ર અને સાથી છે એમ માનવાને બદલે તેમણે પોતાને સ્ત્રીઓના શેઠ અને માલિક માન્યા છે. ભારતવર્ષની મહિલાઓને પોતાની ઉન્નતિ સાધવામાં મદદ કરવાનો મહાસભાવાદીઓનો વિશેષ ધર્મ છે. પોતે મુક્ત થઈ શકે છે કે પોતે ક્યારેક તો મુક્ત થવું રહ્યું છે એની જેમ જૂના જમાનાના ગુલામને ખબર ન હતી, તેના

જેવી સ્ત્રીઓની દશા છે. એ ગુલામને જ્યારે મુક્તિ ખરેખર મળી ત્યારે ક્ષણભર તો તે અસહાય બની ગયો. સ્ત્રીઓને પોતે પુરુષોની દાસીઓ છે એમ માનવાનું શિક્ષણ આટલો કાળ અપાયું છે. સ્ત્રીઓને તેમના પૂરા દરજ્જાનું ભાન થાય ને તેઓ પુરુષોની સમોવડી તરીકે પોતાનો ભાગ ભજવી શકે એ શક્તિ સ્ત્રીઓમાં ઉત્પન્ન કરવી, એ મહાસભાવાદીઓનું કર્તવ્ય છે.

જો મનનો નિશ્ચય હોય તો આ ક્રાંતિ સહેલી છે. મહાસભાવાદીઓ પોતાના ઘરથી શરૂઆત કરે. સ્ત્રીઓ ઢીંગલી અને ભોગના સાધનરૂપ ન ગણાવી જોઈએ, પણ સમાજની સેવામાં માનવંતી સહચરી લેખાવી જોઈએ. એ ધ્યેયની સિદ્ધિને સારુ, જે બહેનોને ઊંચી કેળવણી નથી મળી તેમને પતિઓ તરફથી જે શિક્ષણ મળી શકે તે મળવું જોઈએ. એ જ કથન ઘટતા ફેરફાર સાથે માતાઓ અને પુત્રીઓની બાબતમાં પણ લાગુ પડે છે.

મારે એમ કહેવાની જરૂર ભાગ્યે જ છે કે હિંદની સ્ત્રીઓની અસહાય દશાનો એકપક્ષી ચિતાર મેં આપ્યો છે. મને બરાબર ખબર છે કે ગામડાંમાં તો સ્ત્રીઓ સામાન્યપણે પુરુષોની જોડે બરાબર ટક્કર ઝીલી શકે છે ને કેટલીક બાબતમાં તો પુરુષો પર દોર પણ ચલાવે છે. પણ નિષ્પક્ષ પરદેશીની નજરને કાયદા તેમ જ રૂઢિ બંનેની રૂએ આપણા સ્ત્રીવર્ગનો દરજ્જો બધી બાબતમાં ખરાબ લાગે એવો છે, અને તેમાં ધરમૂળથી ફેરફાર થવો જરૂરી છે.

## ૧૦. આરોગ્ય અને શૌચની કેળવણી

ગ્રામસફાઈને આ કાર્યક્રમમાં સ્થાન આપ્યા પછી આરોગ્ય અને શૌચને નોખું સ્થાન આપવાની શી જરૂર, એવો પ્રશ્ન કદાચ પુછાશે. એનો ગ્રામ-સફાઈમાં સમાવેશ કરી શકાત, પણ જે મુદ્દાઓ અગાઉ નક્કી થયેલા હતા તેમાં હું ફેરફાર કરવા ઇચ્છતો નહોતો. માત્ર ગ્રામસફાઈનો નિર્દેશ કરવાથી તેમાં આરોગ્ય અને શૌચ આવી જતાં નથી. પોતાનું આરોગ્ય સાચવવાની કળા અને શૌચનું જ્ઞાન એ એક અભ્યાસનો સ્વતંત્ર વિષય છે ને તેને લગતું આચરણ પણ નોખું હોય છે. સુવ્યવસ્થિત સમાજમાં નાગરિકો આરોગ્ય અને શૌચના નિયમો જાણે છે ને પાળે છે. મનુષ્યજાતિ જે વ્યાધિઓથી પીડાય છે તેમાંના મોટા ભાગને માટે આરોગ્ય ને શૌચના નિયમોનું અજ્ઞાન અને તે પ્રત્યેનું દુર્લક્ષ જવાબદાર છે, એ નિર્વિવાદપણે પુરવાર થઈ ચૂકેલું છે. આપણામાં મરણપ્રમાણ મોટું હોવાનું મુખ્ય કારણ આપણું ભીષણ દારિદ્ર્ય

છે એ સાચું, પણ જો લોકોને આરોગ્ય ને શૌચ વિષે યોગ્ય કેળવણી મળી હોય તો એ પ્રમાણ કંઈક ઘટાડી શકાય.

નીરોગી શરીરમાં નીરોગી મન વસે છે એ મનુષ્યજાતિને માટે કદાચ પ્રથમ નિયમ હોય. એ નિયમનું સત્ય સ્વતઃસિદ્ધ છે. મન અને શરીર વચ્ચે અનિવાર્ય સંબંધ છે. આપણાં મન જો નીરોગી હોય તો આપણે હિંસામાત્રનો ત્યાગ કરીએ, અને આરોગ્યના નિયમોનો સ્વાભાવિકપણે અમલ કરતા હોઈએ એટલે આપણાં શરીર અનાયાસે નીરોગી બને. તેથી હું આશા રાખું છું કે કોઈ પણ મહાસભાવાદી રચનાત્મક કાર્યક્રમના આ અંગની અવગણના નહીં કરે. આરોગ્ય ને શૌચના નિયમો સાદા ને સહેલાઈથી શીખી શકાય એવા છે. મુશ્કેલી એના પાલનને વિષે રહેલી છે. આ રહ્યા એ નિયમો :

શુદ્ધમાં શુદ્ધ વિચારો સેવો, અને નકામા ને મેલા વિચારોનો મનમાં પ્રવેશ ન થવા દો.

દિવસરાત તાજામાં તાજી હવા લો.

શારીરિક અને માનસિક કામ વચ્ચે પ્રમાણનું સમતોલપણું રાખો.

ટટાર ઊભા રહો, ટટાર બેસો, અને તમારા એકેએક કામમાં શુદ્ધ ને સુઘડ રહો, અને તમારાં કામ તમારી આંતરિક સ્થિતિનાં બાહ્ય પ્રતિબિંબરૂપ બનો.

માનવબંધુઓની સેવા માટે જીવવાને સારુ ખાઓ. જાતજાતના સ્વાદ મેળવવાને સારુ ખાઓ નહીં. તેથી તમારો આહાર તમારા મનને અને શરીરને સાજાંતાજાં રાખે એટલો જ હોવો જોઈએ. માણસ જેવો આહાર ખાય તેવો બને છે.

તમારાં પાણી, આહાર ને હવા સ્વચ્છ હોવાં જોઈએ, અને તમે કેવળ અંગત સ્વચ્છતાથી સંતોષ નહીં માનો, પણ જે ત્રિવિધ સ્વચ્છતા તમે પોતાને માટે ઇચ્છશો તેનો ચેપ તમારા વાતાવરણને પણ લગાડશો.

## ૧૧. રાષ્ટ્રભાષાનો પ્રચાર

આપણી માતૃભાષા કરતાં આપણે અંગ્રેજી ભાષા પ્રત્યે વધારે પ્રેમ રાખતા થયા તેને લીધે સુશિક્ષિત અને રાજકીય માનસવાળા વર્ગો અને જનસમૂહ વચ્ચે ઊંડી ખાઈ પેદા થયેલી છે. હિંદુસ્તાનની ભાષાઓ એથી દરિદ્ર બની છે. ઊંડા ને અટપટા વિચાર માતૃભાષામાં વ્યક્ત કરવાનો વૃથા પ્રયત્ન કરતાં આપણે ગોથાં ખાઈએ છીએ. વિજ્ઞાનના પારિભાષિક શબ્દોને

માટે આપણી પાસે સમાનાર્થક શબ્દો નથી. એનું પરિણામ બહુ દુઃખદ આવ્યું છે. જનસમૂહ આધુનિક માનસથી અળગો પડી ગયેલો છે. આપણે આપણા જમાનાની હજુ એટલા નજીક છીએ કે હિન્દુસ્તાનની મહાન ભાષાઓ પ્રત્યેના આ દુર્લક્ષથી હિન્દુસ્તાનની જે અસેવા થઈ છે તેનું માપ આપણાથી નીકળી શકે એમ નથી. એ વાત સહેજે સમજાય એવી છે કે આ બૂરાઈને આપણે દૂર ન કરી શકીએ ત્યાં લગી જનસમૂહનું માનસ બંધનમાં જકડાયેલું જ રહેવાનું. જનસમૂહ સ્વરાજની રચનામાં કશો સંગીન ફાળો નહિ આપી શકે. દરેક વ્યક્તિ પૂર્ણ સ્વરાજની હિલચાલમાં પોતાનો ફાળો સીધી રીતે આપે એ અહિંસા પર રચાયેલા સ્વરાજમાં આવશ્યક છે. જનસમૂહ જ્યાં લગી એકેએક પગલું તેના પૂરા રહસ્ય સાથે સમજશે નહિ ત્યાં લગી પોતાનો ફાળો પૂરેપૂરો આપી નહિ શકે. એકેએક પગલું તેમની પોતાની ભાષામાં ન સમજાવાય ત્યાં લગી એવી આશા રાખવી ફોગટ છે.

તે ઉપરાંત અખિલ ભારતના પરસ્પર વ્યવહારને માટે પણ આપણને હિંદના ભાષાસમૂહમાંથી એવી એક ભાષા જોઈએ છે જે આપણી પ્રજાની મોટામાં મોટી સંખ્યા અત્યારે પણ જાણતી ને સમજતી હોય ને જે બીજાઓ સહેલાઈથી શીખી શકે એવી હોય. આ ભાષા નિર્વિવાદપણે હિંદી છે. ઉત્તર ભારતના હિંદુ અને મુસલમાન બંને તે બોલે છે ને સમજે છે. તે જ્યારે ફારસી લિપિમાં લખાય ત્યારે ઉર્દૂ કહેવાય છે. મહાસભાએ ૧૯૨૫ માં કાનપુરની બેઠકમાં પસાર કરેલા પ્રસિદ્ધ ઠરાવમાં આ અખિલ ભારતીય ભાષાને હિંદુસ્તાની નામ આપ્યું હતું. અને ત્યારથી, ઓછામાં ઓછું સિદ્ધાંતરૂપે તો, હિંદુસ્તાની રાષ્ટ્રભાષા રહેલી છે. 'સિદ્ધાંતરૂપે' હું એટલા માટે કહું છું કે મહાસભાવાદીઓએ પણ એનો અમલ કર્યો નથી. મેં આ કંડિકામાં જે ચિતાર દોર્યો છે તે ૧૯૨૦ પહેલાં પ્રવર્તતી સ્થિતિનો છે. ૧૯૨૦ થી જનસમૂહની રાજદ્વારી કેળવણીને માટે હિંદુસ્તાનની ભાષાઓનું, તેમ જ રાજદ્વારી માનસવાળું હિંદ સહેલાઈથી બોલી શકે અને જુદા જુદા પ્રાંતના મહાસભાવાદીઓ વાર્ષિક અધિવેશન વખતે તેમ જ મહાસમિતિની બેઠકોમાં બોલાય ત્યારે સમજી શકે એવી એક અખિલ ભારતીય રાષ્ટ્રભાષાનું, મહત્ત્વ સ્વીકારવાનો ઇરાદાપૂર્વક પ્રયત્ન થવા માંડ્યો. પણ મને કહેતાં ખેદ થાય છે કે ઘણા મહાસભાવાદીઓએ આ ઠરાવનો અમલ કર્યો નથી. અને તેથી મહાસભાવાદીઓ અંગ્રેજીમાં બોલવાનો અને પોતાને ખાતર બીજાઓને અંગ્રેજીમાં બોલવાની ફરજ પાડવાનો આગ્રહ રાખે છે એવો, મારા મત પ્રમાણે શરમભરેલો, દેખાવ

આપણે જોઈએ છીએ. અંગ્રેજીએ આપણને જે મોહપાશમાં ઘેર્યા છે તે હજુ તૂટ્યો નથી. એ મોહથી ઘેરાયેલા હોઈ આપણે હિંદુસ્તાનની તેના ધ્યેય પ્રત્યેની પ્રગતિ રોકી રહ્યા છીએ. આપણે અંગ્રેજી શીખવામાં જેટલાં વરસ ગાળીએ છીએ એટલા મહિના જો હિંદુસ્તાની શીખવામાં ગાળવાની તકલીફ ન લઈએ, તો જનસમૂહ વિષેનો આપણો પ્રેમ બહુ છીછરો હોવો જોઈએ.

## ૧૨. સ્વભાષાપ્રેમ

ઉપલી કંડિકામાં મેં કહ્યું તેમાં મારે ભાગ્યે જ કંઈ ઉમેરવાની જરૂર હોય. જેઓ હિંદુસ્તાનને એક દેશ ગણે છે તેમને માટે આ બે વસ્તુઓ એકબીજા જોડે સંકળાયેલી છે.

## ૧૩. આર્થિક સમાનતા

આ છેલ્લી વસ્તુ તે અહિંસક પૂર્ણ સ્વરાજની મુખ્ય ચાવી છે. આર્થિક સમાનતા માટે કામ કરવું એનો અર્થ એ છે કે મૂડીદાર અને મજૂર વચ્ચેનો સનાતન ઝઘડો નાબૂદ કરવો. એનો અર્થ એ કે એક બાજુ જેમના હાથમાં રાષ્ટ્રની સંપત્તિનો બહુ મોટો ભાગ એકઠો થયેલો છે એવા ખોબા જેટલા ધનિક માણસો નીચે ઊતરે, અને બીજી બાજુ અધભૂખ્યાં નાગાં કરોડો ઊંચાં ચડે. ધનિકો અને ભૂખ્યા કરોડોની વચ્ચેનો મહાસાગર જ્યાં લગી કાયમ છે ત્યાં લગી અહિંસક રાજ્યતંત્ર સ્થાપવાની આશા આકાશપુષ્પવત્ છે. નવી દિલ્લીના મહેલો અને ગરીબ મજૂરવર્ગનાં ઘોલકાં વચ્ચેનો વિસંવાદ સ્વતંત્ર ભારતવર્ષમાં એક દિવસ પણ નહીં ચાલી શકે; તેમાં તો ગરીબો દેશના ધનિકમાં ધનિક માણસોના જેટલી જ સત્તા ભોગવતા હશે. ધનનો અને ધનથી મળતી સત્તાનો સ્વેચ્છાએ ત્યાગ કરીને તેમાં સમગ્ર દેશના હિતને અર્થે બીજાઓના ભાગ નહીં પાડવામા આવે, તો એક દિવસ હિંસક ને ખૂનરેજીવાળી ક્રાંતિ અચૂક થવાની જ છે. મારા ટ્રસ્ટીપણાના સિદ્ધાંતની ઘણી હાંસી કરવામાં આવી છે છતાં હું એ સિદ્ધાંતને વળગી રહું છું. એ સ્થિતિએ પહોંચવું મુશ્કેલ છે એ સાચું છે. એ જ પ્રમાણે અહિંસાની સિદ્ધિ પણ મુશ્કેલ જ છે. પણ આપણે ૧૯૨૦માં એ સીધો ચડાવ ચડવાનો નિશ્ચય કર્યો. એ પુરુષાર્થ કરી જોવા જેવો છે એમ આપણે જોઈ શકયા છીએ.

અહિંસા કેવી રીતે કામ કરે છે એનું આકલન પ્રતિદિન વધારે ને વધારે થતું જાય, એ આ પુરુષાર્થમાં આવશ્યક છે. જે મહાસભાવાદીઓ ઉદ્યમપૂર્વક

શોધ કરે છે અને પોતાને જે કંઈ કરવાનું ફરમાન થાય તેનાં કારણો અને ઔચિત્ય વિષે પોતાના મન સાથે દલીલ કરે છે તેઓ અહિંસાની પ્રક્રિયા સ્પષ્ટ સમજી લે એટલી અપેક્ષા તેમની પાસેથી રખાય છે. તેમને જે ફરમાનો વખતોવખત કરવામાં આવે તેનો પ્રામાણિક અથવા અધકચરો અમલ કરીને તેઓ સંતોષ ન માને. અત્યારે સમાજમાં પ્રવર્તતી અસમાનતાઓ હિંસા વડે કે અહિંસા વડે કેવી રીતે નાબૂદ કરી શકાય એ પ્રશ્ન તેમણે પોતાના મનને પૂછવો જોઈએ. હું માનું છું હિંસાનો રસ્તો આપણને જાણીતો છે. તેને ક્યાંયે સફળતા મળી નથી. કેટલાક એવો દાવો કરે છે કે રશિયામાં એ ઘણા પ્રમાણમાં સફળ થયો છે. મને એ વિષે શંકા છે. એ વિષે નિર્વિવાદપણે દાવો કરવાનો સમય હજુ આવ્યો નથી. અને હવે તો રશિયા અને જર્મની વચ્ચે લડાઈ સળગી છે, એટલે અંતિમ પરિણામ શું આવશે એ આપણાથી કહી શકાય એમ નથી.

આપણો અહિંસાત્મક પ્રયોગ હજુ તો ઘડતરની દશામાં છે. નરી આંખે જોઈ શકાય એવું ઝાઝું આપણે કરી બતાવ્યું નથી. પણ મારા અવલોકન પરથી હું એમ માનવા પ્રેરાઉં છું ખરો કે એ રીત, ભલેને ગમે એટલી ધીમે ધીમે પણ, સમાનતાની દિશામાં અસર પાડવા લાગી છે. અને અહિંસા એ હૃદયપલટાની ક્રિયા હોઈ, એ હૃદયપલટો — જો થાય તો — કાયમનો થવો જોઈએ. અહિંસાના પાયા પર રચાયેલા સમાજ કે રાષ્ટ્રમાં, તેની ઇમારત પર બહારથી કે અંદરથી હુમલો થાય તો, તેની સામે થઈ તેને હઠાવવાનું સામર્થ્ય હોવું જોઈએ. આપણે ત્યાં મહાસભાના તંત્રમાં ધનિક સભ્યો છે. તેમણે આ દિશામાં આગેવાની કરવી ઘટે છે. આ લડત, જે આખરી ફેંસલો છે એવી કલ્પના રખાઈ છે, તે પ્રત્યેક મહાસભાવાદી વ્યક્તિને પોતાનું હૃદય છેક ઊંડે ઊંડે શોધી વળવાની તક આપે છે. આપણે જો આર્થિક સમાનતાને કદી પણ પહોંચવા માગતા હોઈએ તો તેનો પાયો અત્યારે નંખાવો જોઈએ. મુખ્ય મુખ્ય સુધારા સ્વરાજ્યની સ્થાપના પછી થશે એમ જેઓ માને છે તેઓ અહિંસાત્મક સ્વરાજના મૂળભૂત સંચાલનને વિષે પોતાનાં મનને છેતરી રહ્યા છે. એ સ્વરાજ એક દહાડો સવારે એકાએક આભમાંથી પડવાનું નથી, પણ સામુદાયિક સ્વપ્રયત્ન વડે એક એક ઈંટ મૂકી મૂકીને તેની ઇમારત ચણવાની છે. એ દિશામાં આપણે ઠીક ઠીક મુસાફરી કરી છે. પણ હજુ ઘણી લાંબી ને થકવનારી મજલ કાપવાની બાકી રહી છે; તે કાપ્યા પછી જ આપણે પૂર બહારમાં પ્રકાશતા સ્વરાજસૂર્યનાં દર્શન કરી શકીશું. આર્થિક

સમાનતાની સ્થાપનામાં પોતે શો ફાળો આપ્યો છે એ પ્રશ્ન દરેક મહાસભાવાદી સ્ત્રીપુરુષે પોતાના મનને પૂછવો ઘટે છે.

## ૩

## કિસાનો, મજૂરો ને વિદ્યાર્થીઓ

રચનાત્મક કાર્યક્રમનાં તેર અંગો વિષેની તપાસ મેં હવે પૂરી કરી છે. દરેક અંગ સ્વરાજની યોજના સાથે કેવું બંધ બેસતું છે ને મહાસભાવાદીઓ વ્યક્તિગત રીતે એનો કેવો અમલ કરી શકે એ બતાવવાનો પ્રયત્ન મેં કર્યો છે. આ કાર્યક્રમની યાદી સંપૂર્ણ નથી. સ્વરાજ એક જબરદસ્ત ઇમારત છે. તે બાંધવામાં એંસી કરોડ હાથોએ કામ કરવાનું છે. તેથી ઉપરની તેરમાં ભળી શકે એવી બીજી ઘણી વસ્તુઓ એમાં ઉમેરી શકાય; માત્ર એનું મધ્યબિંદુ હમેશાં રેંટિયો રહેશે ને બીજી સર્વ પ્રવૃત્તિઓ એની આસપાસ ફરશે. અવિરત સર્જનાત્મક સેવાની પ્રેરણા રેંટિયામાંથી મળવી જોઈએ.

કિસાનો, મિલમજૂરો અને વિદ્યાર્થીઓ વિષે આમાં કશો ઉલ્લેખ નથી એ વસ્તુ, જેમ મારા કેટલાક સાથીઓના ધ્યાનમાં આવી છે તેમ, વાચકોના પણ ધ્યાનમાં આવશે. તેમનાં કામને રચનાત્મક કાર્યક્રમના અંગ તરીકે મેં જાણીજોઈને ગણાવ્યાં નથી. એ વર્ગોએ કોઈ પણ સ્વરાજસેવકના જેટલો જ એ તેર અંગોનો અમલ કરવો રહ્યો છે. તેઓ સ્વરાજની હિલચાલમાં જે ભાગ ભજવી શકે એમ છે તેને ઉતારી પાડવાના ઇરાદાથી મેં એમને વિષેનો ઉલ્લેખ ટાળ્યો છે એમ નથી. આઝાદીની લડતમાં તેમનું જે ભારે મહત્ત્વ છે તેનું ભાન મને છે. આ તપાસના ગર્ભમાં પ્રશ્ન તો એ રહેલો છે કે એમનું સંગઠન કોણ કરે ને કેવી રીતે કરે? મજૂરોની બાબતમાં તો અમદાવાદના મજૂરોનું સંગઠન મારે હાથે થયેલું છે. મારો એવો અભિપ્રાય છે કે એ આખા હિંદુસ્તાને અનુકરણ કરવા જોગ નમૂનો છે. તેની રચના શુદ્ધ, નિર્મળ અહિંસાના પાયા પર થયેલી છે. તેની કારકિર્દીમાં પીછેહઠ કદી થઈ નથી. તે કશી હોહા કે કશા ડોળદમામ વિના ઉત્તરોત્તર વધારે ને વધારે બળવાન બનતું ગયું છે. તેને પોતાની ઇસ્પિતાલ છે, મિલમજૂરોનાં બાળકો માટે પોતાની નિશાળો છે, પ્રૌઢશિક્ષણના વર્ગો છે, પોતાનું છાપખાનું ને ખાદીહાટ છે, ને પોતાની માલિકીની મજૂરોને રહેવાની ચાલીઓ છે. લગભગ તમામ મજૂરો મતદારો છે ને ચૂંટણીનાં પરિણામનો આધાર તેમના મત પર રહે

છે. તેઓ પ્રાંતિક સમિતિના કહેવાથી મતદારોનાં પત્રકમાં દાખલ થયેલા. મજૂર મહાજને કદી મહાસભાના પક્ષાપક્ષીના રાજકારણમાં ભાગ લીધો નથી. તે શહેરની મ્યુનિસિપાલિટીની નીતિ પર પોતાની અસર પાડે છે. તેણે ઘણી સફળ હડતાળો પાડી બતાવી છે; એ બધી સર્વાંશે અહિંસામય હતી. મિલમાલિકો અને મજૂરોએ પરસ્પરના સંબંધમાં મોટે ભાગે સ્વેચ્છાએ પંચ પાસે ન્યાય કરાવીને કામ લીધેલું છે. મારું ચાલે તો હું હિંદુસ્તાનનાં તમામ મજૂર મહાજનોનું કામ અમદાવાદના મહાજનની ઢબે ચલાવું. આ મહાજને અખિલ ભારત ટ્રેડ યુનિયન કોંગ્રેસના ક્ષેત્રમાં પગપેસારો કરવાનો પ્રયત્ન કદી કર્યો નથી, અને પોતે એ કોંગ્રેસની અસરથી અલિપ્ત રહ્યું છે. હું આશા રાખું છું કે એવો કાળ ક્યારેક આવશે જ્યારે ટ્રેડ યુનિયન કોંગ્રેસ અમદાવાદની પદ્ધતિનો સ્વીકાર કરી શકશે અને અમદાવાદના મહાજનને અખિલ ભારતીય યુનિયનના એક અંશ તરીકે માન્ય રાખી શકશે. પણ મને ઉતાવળ નથી. એ ઘટના એનો વખત પાકશે ત્યારે બનશે.

કિસાન હિલચાલની બાબતમાં પણ મને બીક છે કે સત્તાની પડાપડી માટેના રાજકારણમાં કિસાનોનો ઉપયોગ કરવાની બેહૂદી હરીફાઈ ચાલી રહેલી છે. એને હું અહિંસક પદ્ધતિની વિરોધી ગણું છું. કિસાનોને સંગઠિત કરવાની મારી રીત જેઓ જાણવા માગતા હોય તેઓ જો ચંપારણના ૧૯૧૭ ના સત્યાગ્રહના ઇતિહાસનો અભ્યાસ કરશે તો તેમને ઘણું જાણવા મળશે. એ હિંદુસ્તાનમાં સત્યાગ્રહનો પ્રથમ પ્રયોગ હતો. એનું જે પરિણામ આવ્યું તે આખું હિંદુસ્તાન જાણે છે. એ સામુદાયિક હિલચાલ થઈ પડી હતી, ને આરંભથી અંત લગી સંપૂર્ણ અહિંસક રહી હતી. એમાં વીસ લાખ ઉપરાંત કિસાનોનો પ્રશ્ન રહેલો હતો. લડતનું કેંદ્ર કિસાનોની સૈકાજૂની એક ખાસ હાડમારી હતી. એ હાડમારી દૂર કરવાને હિંસક બળવા થઈ ચૂકેલા હતા. તેને દબાવી દેવામાં આવેલા. અહિંસક ઇલાજને છ મહિનામાં પૂરેપૂરી ફતેહ મળી. ચંપારણના કિસાનોમાં રાજકારણનું ભાન કશા સીધા પ્રયત્ન વિના જ જાગ્યું. તેમની હાડમારીનું નિવારણ કરવાની અહિંસાની શક્તિનો જે સચોટ પુરાવો તેમણે નજરોનજર જોયો તેને લીધે તેઓ મહાસભા પ્રત્યે આકર્ષાયા, અને બાબુ બ્રજકિશોરપ્રસાદ તથા બાબુ રાજેન્દ્રપ્રસાદની આગેવાની નીચે તેમણે સવિનય ભંગની લડતમાં સારો ફાળો આપ્યો.

વાચક જો ખેડા, બારડોલી ને બોરસદની કિસાન હિલચાલોનો અભ્યાસ કરશે તોપણ તેને ઘણી સારી માહિતી મળશે. કિસાનોની પોતાની અંગત

અને સ્પષ્ટપણે અનુભવાતી હાડમારીઓ સિવાયના રાજદ્વારી હેતુઓ માટે તેમનો ઉપયોગ ન કરવાના નિશ્ચયમાં જ એ હિલચાલોની સફળતાની ચાવી રહેલી છે. એક ચોક્કસ અન્યાયને માટે તેમનું સંગઠન થાય એ તેઓ સમજી શકે. તો પછી તેમને અહિંસા વિષે પ્રવચનો આપવાની જરૂર નથી રહેતી. જે રામબાણ ઇલાજ તેઓ સમજી શકે છે તે તેઓ વાપરે છે; અને પછી જ્યારે તેમને કહેવામાં આવે છે કે તેઓ જે ઇલાજ વાપરતા હતા તે અહિંસક હતો, ત્યારે તેઓ ઝટ દઈને તેને અહિંસક તરીકે ઓળખવા લાગે છે.

જે મહાસભાવાદીઓને ચીવટ હોય તેઓ આ દૃષ્ટાંતો પરથી સમજી શકશે કે કિસાનોને માટે ને તેમની અંદર કામ કેવી રીતે થઈ શકે. હું માનું છું કે કેટલાક મહાસભાવાદીઓએ કિસાનોનું સંગઠન કરવાની જે રીત અખત્યાર કરી છે તેથી કિસાનોને કશો લાભ થયો નથી, કદાચ નુકસાન થયું હશે. ગમે તેમ પણ તેમણે અહિંસક રીતે કામ નથી જ લીધું. એમાના કેટલાક કાર્યકર્તાઓને ન્યાય કરવાને ખાતર કહેવું જોઈએ કે તેઓ સાફસાફ કબૂલ કરે છે કે 'અમને અહિંસાની રીત પર ઇતબાર નથી.' એવા કાર્યકર્તાઓને મારી એવી સલાહ છે કે તેમણે મહાસભાનું નામ ન વાપરવું જોઈએ, તેમ મહાસભાવાદી તરીકે કામ પણ ન કરવું જોઈએ.

વાચક હવે સમજી શકશે કે કિસાનો અને મજૂરોનું અખિલ ભારતીય પાયા પર સંગઠન કરવાની હરીફાઈથી હું શા માટે અળગો રહ્યો છું. બધા કામ કરનારા એક જ દિશામાં નાવને ખેંચતા હોત તો કેવું સારું થાત! પણ કદાચ આપણા જેવા વિશાળ દેશમાં એમ બનવું અશક્ય હશે. ગમે તેમ હો, પણ અહિંસામાં બળાત્કારને બિલકુલ અવકાશ નથી. શાંત દલીલ અને અહિંસાની અસરનું પ્રદર્શન એ બે પોતાનું કામ કરશે એવો ભરોસો રાખવો જોઈએ.

વિદ્યાર્થીઓને મેં છેલ્લા રાખ્યા છે. તેમની જોડે મેં હમેશાં ગાઢ સંપર્ક સાધ્યો છે. તેઓ મને ઓળખે છે ને હું તેમને ઓળખું છું. તેમણે મને ઘણું કામ આપ્યું છે. કોલેજમાં ભણીને નીકળેલા ઘણા મારા મોંઘામૂલા સાથીઓ છે. હું જાણું છું કે તેઓ ભવિષ્યની આશા છે. અસહકારનો જુવાળ પૂર બહારમાં હતો તે વખતે તેમને શાળા કોલેજો છોડવાની હાકલ કરવામાં આવેલી. કેટલાક અધ્યાપકો ને વિદ્યાર્થીઓ, જેમણે મહાસભાની એ હાકલનો જવાબ વાળેલો, તેઓ મક્કમ રહ્યા છે, ને તેમણે દેશને માટે તેમ જ પોતાને માટે ઘણો લાભ મેળવ્યો છે. એ હાકલ બીજી વાર કરવામાં

નથી આવી કેમકે એને માટે વાતાવરણ ન હતું. પણ અનુભવે એમ દેખાડી આપ્યું છે કે ચાલુ શિક્ષણ, ભલે ખોટું ને કૃત્રિમ હોય તોપણ, તેની ભૂરકી દેશના જુવાનોને એવી લાગેલી છે કે તેઓ તેમાંથી છૂટી શકતા નથી. કૉલેજની કેળવણી કમાણીનું સાધન થઈ પડે છે. એ ભદ્ર સમાજમાં પ્રવેશ કરવાનો પરવાનો છે. જ્ઞાન માટેની ક્ષમ્ય એવી પિપાસા ચાલુ ધોરણમાં પસાર થયા વિના તૃપ્ત થઈ શકે એમ હોતું નથી. માતૃભાષાનું સ્થાન લઈને બેઠેલી છે એવી સર્વથા પરદેશી ભાષાનું જ્ઞાન મેળવવામાં કીમતી વરસો બગાડવાં પડે છે તેની તેઓ પરવા કરતા નથી. એમાં પાપ રહેલું છે એનું ભાન તેમને કદી થતું નથી. તેમણે ને તેમના અધ્યાપકોએ મનની સાથે એવી ગાંઠ વાળેલી હોય છે કે આધુનિક વિચારરાશિ અને આધુનિક જ્ઞાનમાં પ્રવેશ કરવાને માટે દેશી ભાષાઓ નકામી છે. જપાનીઓ પોતાનું કામ કેમ ચલાવતા હશે એનું મને આશ્ચર્ય થાય છે; કેમકે હું જાણું છું કે તેમની બધી કેળવણી જપાની ભાષામાં જ અપાય છે. ચીનના સેનાધિપતિને અંગ્રેજી ભાષા આવડતી હશે તોપણ નહિ જેવી.

પણ વિદ્યાર્થીઓ જેવા હોય તેવા એ જ યુવક યુવતીઓમાંથી ભવિષ્યના દેશનેતાઓ પાકવાના છે. દુર્ભાગ્યે તેમના પર દરેક પ્રકારના પવનની અસર થવા પામે છે. અહિંસા તેમને આકર્ષક નથી લાગતી. એક ઘા સામે એક યા તો બે ઘા કરવા એ વાત તેમને સહેજે સમજી શકાય એવી લાગે છે. તેનું પરિણામ ભલે ક્ષણજીવી હોય છતાં તત્કાળ મળતું જોવામાં આવે છે. એ પશુબળની હરીફાઈ છે ને એનો પાર કદી આવતો જ નથી. એવી હરીફાઈ આપણે પશુઓમાં ચાલતી જોઈએ છીએ, અથવા તો જે લડાઈ હવે લગભગ વિશ્વવ્યાપી બની ગઈ છે તે લડાઈમાં માણસ માણસ વચ્ચે ચાલી રહેલી જોઈએ છીએ. અહિંસાનું આકલન થવા માટે ધીરજપૂર્વક સંશોધન કરવાની ને એથીયે વધારે ધીરજ ને કષ્ટપૂર્વક આચરણ કરવાની જરૂર રહે છે. વિદ્યાર્થીઓના હાથ માટેની હરીફાઈમાં હું ઊતર્યો નથી તેનાં કારણો કિસાન અને મજૂરોની બાબતમાં મેં બતાવ્યાં તે જ છે. પણ હું એમના જેવો જ એક વિદ્યાર્થી છું. માત્ર મારી વિદ્યાપીઠ તેમનાથી નિરાળી છે. મારી વિદ્યાપીઠમાં આવીને જોડાવાનું ને મારી શોધમાં મારી જોડે સામેલ થવાનું મારું કાયમનું નિમંત્રણ તેમને છે. આ રહી એની શરતો:

૧. વિદ્યાર્થીઓએ પક્ષાપક્ષીના રાજકારણમાં ભાગ ન લેવો જોઈએ. તેઓ વિદ્યાર્થીઓ છે, શોધકો છે, મુત્સદ્દીઓ નથી.

૨. તેઓ રાજદ્વારી હડતાળોમાં ભાગ ન લે. તેમના પૂજાપાત્ર વીર પુરુષો હોય એ જરૂરનું છે, પણ એમના પ્રત્યેની ભક્તિ તેમના જીવનના ઉત્તમ અંશોનું અનુકરણ કરીને બતાવવાની હોય, એ વીર પુરુષો જેલમાં પુરાય કે સ્વર્ગવાસ પામે કે ભલે ફાંસીએ પણ ચડાવવામાં આવે તોપણ હડતાળ પાડીને નહીં. તેમનું દુઃખ જો અસહ્ય હોય અને સર્વ વિદ્યાર્થીઓની એક જ પ્રકારની લાગણી હોય તો, આચાર્યોની સંમતિથી, એવા પ્રસંગોએ શાળાઓ કે કૉલેજો બંધ કરવામાં આવે. જો આચાર્યો સાંભળે નહીં તો વિદ્યાર્થીઓને તેમની સંસ્થાઓ સભ્યતાપૂર્વક છોડી જવાની અને સંચાલકો પસ્તાઈને પાછા બોલાવે ત્યાં લગી બહાર રહેવાની છૂટ છે જ. જે વિદ્યાર્થીઓ આમાં ન ભળે તેમની સામે અથવા અધિકારીઓ સામે બળજબરીનો પ્રયોગ તેમનાથી કોઈ પણ સંજોગોમાં ન કરી શકાય. તેમને એટલો વિશ્વાસ હોવો જોઈએ કે જો તેમનામાં સંપ હોય ને તેમના આચરણમાં સભ્યતા ને ગૌરવ હોય તો તેમનો વિજય થયા વિના રહેવાનો નથી.

૩. તેમણે સહુએ પદ્ધતિસર ને શાસ્ત્રીય રીતે યજ્ઞકાંતણ કરવું જોઈએ. તેમનાં ઓજાર હમેશાં સુઘડ, સ્વચ્છ ને વ્યવસ્થિત હોય. બને તો એ ઓજારો જાતે બનાવતાં તેઓ શીખી લે. તેમનું સૂતર સ્વાભાવિક રીતે ઊંચામાં ઊંચી જાતનું હોય. તેઓ કાંતવાની કળાને લગતું સાહિત્ય વાંચે, અને આર્થિક, સામાજિક, નૈતિક અને રાજકીય દૃષ્ટિએ એનું શું રહસ્ય છે તેનો અભ્યાસ કરે.

૪. તેઓ હમેશાં ખાદી વાપરનારા હોય, તેમ જ પરદેશી કે દેશી સંચાની બનાવટોનો ત્યાગ કરી ગામઠી બનાવટની ચીજો જ વાપરતા હોય.

૫. તેઓ બીજાઓ પર વંદેમાતરમ્ કે રાષ્ટ્રધ્વજ પરાણે ન લાદે. તેઓ પોતે રાષ્ટ્રધ્વજવાળાં બટન વાપરે, પણ બીજા પાસે તેમ કરાવવા બળજબરી ન વાપરે.

૬. ત્રિરંગી રાષ્ટ્રધ્વજનો સંદેશ પોતાના જીવનમાં ઉતારવો ને પોતાના હૃદયમાં કોમી ભાવના કે અસ્પૃશ્યતા બેમાંથી એકેનો પ્રવેશ ન થવા દેવો એ તેમના હાથની વાત છે. તેઓ અન્યધર્મી વિદ્યાર્થીઓ જોડે તેમ જ હરિજનો જોડે, તેઓ પોતાના સ્વજન હોય એવી રીતે, સાચી મિત્રાચારી જરૂર કેળવે.

૭. તેઓ ચીવટ રાખીને ઈજા પામેલા પડોશીઓને તાત્કાળિક મદદ આપે, અને પડોશનાં ગામડાંમાં ભંગીકામ ને રસ્તાની સફાઈ કરે, એટલું જ નહિ પણ ગામડાંનાં બાળકો અને પ્રૌઢોને શિક્ષણ પણ આપે.

૮. તેઓ રાષ્ટ્રભાષા હિંદુસ્તાની, તેના હિંદી ને ઉર્દૂ એ બેવડા રૂપમાં,

શીખે, જેથી ઉર્દૂ કે હિંદી ગમે તે બોલાતી હોય તોપણ તેમને અજાણ્યા જેવું ન લાગે.

૯. તેઓ જે કંઈ નવું શીખે તે બધાનો અનુવાદ માતૃભાષામાં કરે, અને આસપાસનાં ગામડાંમાં દર અઠવાડિયે ફરવા જાય ત્યારે ત્યાંના લોકોને એ વાંચી સમજાવે.

૧૦. તેઓ કશું પણ ગુપ્ત કામ ન કરે, તેઓ પોતાનો સર્વ વ્યવહાર છડેચોક, ખુલ્લંખુલ્લા ચલાવે, શુદ્ધ સંયમી જીવન ગાળે, ભયમાત્રનો ત્યાગ કરે, પોતાના નબળા સહાધ્યાયીઓનું રક્ષણ કરવા હમેશાં તત્પર રહે, અને જીવનું જોખમ ખેડીને પણ અહિંસક આચરણ વડે રમખાણોને શાંત પાડવા તૈયાર રહે. અને જ્યારે લડતની છેવટની ઘડી આવે ત્યારે તેઓ પોતાની સંસ્થાઓનો ત્યાગ કરે અને, જરૂર પડે તો, દેશની સ્વતંત્રતાને કાજે પોતાના દેહની પણ આહુતિ આપે.

૧૧. સાથે ભણતી વિદ્યાર્થિનીઓ પ્રત્યે તેમનું વર્તન અતિશય સરળ ને સભ્યતાવાળું હોય.

વિદ્યાર્થીઓને માટે મેં આલેખેલા આ કાર્યક્રમનો અમલ કરવા માટે વિદ્યાર્થીઓએ સમય કાઢવો જોઈએ. હું જાણું છું કે તેઓ ઘણો વખત આળસમાં બગાડે છે. સમયની અતિશય કરકસર કરે તો તેઓ ઘણા કલાક બચાવી શકે. પણ હું કોઈ પણ વિદ્યાર્થી પર અઘટિત ભાર મૂકવા નથી માગતો. તેથી હું દેશદાઝવાળા વિદ્યાર્થીઓને એવી સલાહ આપું કે તેઓ એક વરસ ગુમાવે — એકસામટું નહિ, પણ આખા અભ્યાસકાળ દરમ્યાન ટુકડે ટુકડે કરીને. તેઓ જોશે કે આવી રીતે આપેલું એક વરસ એળે નથી જવાનું. એ પ્રયત્નથી તેમના માનસિક, નૈતિક ને શારીરિક ઘડતરમાં ઉમેરો થશે, અને તેમણે અભ્યાસકાળ દરમ્યાન જ આઝાદીની હિલચાલમાં સારી પેઠે ફાળો આપ્યો હશે.

## ૪

## સવિનય ભંગનું સ્થાન

હું આ પાનાંમાં કહી ચૂક્યો છું કે જો રચનાત્મક કાર્યક્રમમાં આખા રાષ્ટ્રનો સાથ મળી શકે તો કેવળ અહિંસાત્મક પ્રયત્ન દ્વારા સ્વતંત્રતા મેળવવાને સવિનય ભંગનો પ્રયોગ સર્વથા આવશ્યક નથી. પણ રાષ્ટ્રોને કે વ્યક્તિઓને એવું સદ્ભાગ્ય જવલ્લે સાંપડે છે. તેથી રાષ્ટ્રવ્યાપી અહિંસક પ્રયત્નમાં સવિનય ભંગનું સ્થાન શું છે તે જાણવું આવશ્યક છે.

તેનાં ત્રણ જુદાં જુદાં કાર્યો છે:

૧. કોઈ સ્થાનિક અન્યાયના નિવારણ માટે તેનો સફળ પ્રયોગ કરી શકાય છે.

૨. તે અમુક અન્યાય કે અનિષ્ટના નિવારણને માટે આદરેલો હોય છતાં, પરિણામની ગણતરી કર્યા વિના, સ્થાનિક લોકોની ભાવનાને અથવા તેમના અંતરાત્માને જાગ્રત કરવા માટે, આત્મબલિદાન તરીકે તેનો પ્રયોગ થઈ શકે છે. ચંપારણનો દાખલો એ પ્રકારનો હતો. ત્યાં મેં સવિનય ભંગ કર્યો ત્યારે તેની અસર શી પડશે એ વિષે કશી ગણતરી નહોતી કરી, એટલું જ નહીં પણ હું સારી પેઠે જાણતો હતો કે લોકો કદાચ ઉદાસીન રહેશે. પરિણામ એથી ઊલટું આવ્યું. એને, આપણી રુચિ અનુસાર, ઈશ્વરેચ્છા અથવા તો નસીબની બલિહારી કહી શકાય.

૩. રચનાત્મક કાર્યક્રમમાં પ્રજાનો સંપૂર્ણ સહકાર ન મળે તો તેને બદલે સવિનય ભંગનો પ્રયોગ થઈ શકે, જેમ આજે થઈ રહ્યો છે. આજનો પ્રયોગ જોકે સ્વતંત્રતાની લડતમાં ફાળારૂપ છે ને એ લડતનો જ એક અંશ છે, છતાં એની યોજના જાણીબૂજીને એક ખાસ મુદ્દા માટે — એટલે કે વાણીસ્વાતંત્ર્ય માટે — કરવામાં આવી છે. સવિનય ભંગનો પ્રયોગ કોઈ મોઘમ વસ્તુને માટે — દાખલા તરીકે આઝાદીને માટે — ન થઈ શકે. સવિનય ભંગ જેને માટે થાય તે મુદ્દો ચોક્કસ, સ્પષ્ટ સમજી શકાય એવો, અને જે કબૂલ કરવાની વિરોધીની શક્તિ હોય એવો હોવો જોઈએ. સવિનય ભંગનો પ્રયોગ યોગ્ય રીતે થાય તો તેને પરિણામે અંતિમ ધ્યેયની પ્રાપ્તિ થવી જ જોઈએ.

સવિનય ભંગનું ક્ષેત્ર કેટલું વિશાળ છે ને તેની શક્તિ કેટલી વિવિધ અને પ્રચંડ છે એની વાત મેં અહીં નથી કરી. મેં એની જેટલી સમીક્ષા કરી છે તે વાચકને રચનાત્મક કાર્યક્રમ અને સવિનય ભંગ વચ્ચેનો સંબંધ સમજવા માટે પૂરતી છે. ઉપર આપેલા દાખલામાંથી પહેલા બેમાં વિસ્તૃત રચનાત્મક કાર્યક્રમની જરૂર નહોતી, તેમ શક્યતા પણ નહોતી. પણ જ્યારે સવિનય ભંગ પોતે જ પૂર્ણ સ્વરાજની પ્રાપ્તિ માટે આદરવામાં આવે ત્યારે પૂર્વતૈયારી આવશ્યક હોય છે, અને જેઓ લડાઈમાં રોકાયેલા હોય તેમના નીરખી શકાય એવા અને સજ્ઞાન પ્રયત્નનું પીઠબળ એની પાછળ હોવું આવશ્યક હોય છે. આમ સવિનય ભંગ એ લડવૈયાઓને માટે ઉત્તેજનારૂપ, અને વિરોધીને — અત્યારના દાખલામાં અધિકારીવર્ગને — માટે પડકારરૂપ હોય

છે. વાચકને એટલું સ્પષ્ટ સમજાવું જોઈએ કે પૂર્ણ સ્વરાજ માટેના સવિનય ભંગમાં જો કરોડો પ્રજાજનોનો રચનાત્મક કાર્યરૂપે સાથ ન હોય તો તેવો સવિનય ભંગ નર્યું અવિચારી સાહસ થઈ પડે, ને તે નકામું જ નહિ, હાનિકારક પણ નીવડે.

## ઉપસંહાર

આ મહાસભાની વતી અથવા તો મહાસમિતિના મુખ્ય કાર્યાલયના કહેવાથી લખેલો નિબંધ નથી. સેવાગ્રામમાં મારે કેટલાક સાથીઓ જોડે વાતચીત થયેલી તેમાંથી એની ઉત્પત્તિ થઈ છે. રચનાત્મક કાર્યક્રમ અને સવિનય ભંગ વચ્ચેનો સંબંધ અને રચનાત્મક કાર્યક્રમ પાર પાડવાની રીત સમજાવનારા, મારી કલમમાંથી નીકળેલા, કંઈક લખાણની જરૂર છે એમ તેમને લાગ્યું હતું. એ જરૂર આ પત્રિકા વાટે પૂરી પાડવાનો પ્રયત્ન મેં કર્યો છે. એ પત્રિકા સંપૂર્ણ નથી, પણ આ કાર્યક્રમ કેવી રીતે અમલમાં મૂકી શકાય એનું પૂરતું સૂચન એમાં કરેલું છે.

આમાંની કોઈ પણ વસ્તુ પૂર્ણ સ્વરાજની હિલચાલના અંશ તરીકે ગણાવેલી જોઈ વાચક તેનો ઉપહાસ કરવાની ભૂલ ન કરે. ઘણા માણસો ઘણી નાની મોટી ચીજો કરે છે, પણ તેનો સંબંધ અહિંસા કે પૂર્ણ સ્વરાજ સાથે જોડતા નથી; તેમાંથી તેમને ધાર્યા પ્રમાણે મર્યાદિત ફળ મળી રહે છે. એક જ માણસ સામાન્ય નાગરિક તરીકે ફરે એનો કશો મોભો કદાચ ન ગણાય, પણ એ જ માણસ સેનાપતિ બનીને આવે તો તે મોટો માણસ ગણાય, ને કરોડો માણસના જાનની સલામતી એના હાથમાં રહે. તે જ પ્રમાણે રેંટિયો કોઈ ગરીબ વિધવાના હાથમાં ફરતો હોય તો તેને એક પૈસો અપાવે. કોઈ જવાહરલાલ જેવાના હાથમાં તે ભારતવર્ષની મુક્તિનું સાધન થઈ પડે. રેંટિયાને ગૌરવ પ્રાપ્ત થાય છે તે એના આપણે કલ્પેલા સ્થાનને લીધે છે. રચનાત્મક કાર્યક્રમનું પણ જે સ્થાન કલ્પવામાં આવ્યું છે તેને લીધે જ તેને અમોઘ પ્રતિષ્ઠા ને શક્તિ પ્રાપ્ત થયેલી છે.

કંઈ નહિ તો મારો પોતાનો તો એવો મત છે. સંભવ છે કે એ પાગલ માણસનો મત હોય. એ મત જો મહાસભાવાદીઓને ન રુચતો હોય તો તેમણે મને રુખસદ આપવી જોઈએ. કેમકે રચનાત્મક કાર્યક્રમ વિના મારે સવિનય ભંગ ચલાવવો એ લકવાથી જડ બની ગયેલા હાથે ચમચો ઉપાડવાનો પ્રયત્ન કરવા જેવું છે. બારડોલી, ૧૩–૧૨–૧૯૪૧ (અંગ્રેજી પરથી)